શ્રી હરિ.

અથ

# છપનાના દુકાળ વિષે કવિતા.

પ્રસિદ્ધ કરનાર

ઠક્કર. ઝવેર શવજી.
રહેવાશી નગરપારકર જીલ્લો થરપારકર સિંધ.

દોહરો.

જનની જણુતો હરિભક્ત, કાં દાતા કાં શૂર;
નહીતો રે'જે વાંઝણી, મત ગુમાવે નૂર.

અમદાવાદ—"આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૫૬. સને ૧૮૯૯.

શ્રીહરિ.

# શ્રી મેઘરાજાની સ્તુતિ.

## રાગ કલ્યાણ.

સૌ સભાજનો. એ રા૦

મેઘ મહીપતી, આવો આ સમે;
પુર્ણ પ્રીતથી ખચીત વંદીએ અમે. ટેક૦

સમરૂં સ્નેહ ધરીને તમને, આવોને વરસાદ;
આ અવસર અન્ન કાજે તમને, અતી કરૂંછું યાદ. મેઘ. ૧
તમો ગયાથી દુ:ખના દા'ડા, દુનીઆ પામી આજ;
માટે મેહેર કરી મહી ઉપર, પધારજો માહારાજ. મેઘ. ૨
જેઠ માસથી જોઇ રહ્યાછું, અમે તમારી વાટ;
અવનીપર આવો આ અવસર, અતી મટે ઉચાટ. મેઘ. ૩
બીજા તાણે તો છો તાણે, તમે ન કરશો તાણ;
તાણ તમારીથી નીકળશે, ઘણા જણાને ઘાણ. મેઘ. ૪
જગના જીવન આપ કહાવો, જનક જગતના જાણ;
જો નહીં આવો આ અવસર તો, હઠથી થાશે હાણ. મેઘ. ૫
વસુધા વાટ જુએ બહુ વ્હાલા, વીયોગ ન સહેવાય;
માટે મે'ર કરી મહી ઉપર, પધારશો જળરાય. મેઘ. ૬
હિંદુસ્તાન હાલ છે દુ:ખમાં, સુખસાગર છો આપ;
માટે મહીપર મેઘ પધારો, સર્વે મટે સંતાપ. મેઘ. ૭

## લાવણી.

મુજ ઉપર ગુજરી. એ રાહ.

પ્રથમ પંચાવનતણી, જેઠ મહીનામાં,
મેઘે કીધું મંડાણ, આવી દુનીઆમાં;

બહુ થતી ગરજના ઘોર, વીજ ચમકારા,
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૧
હતિ હામ હૈયામાં અતી, વૃષ્ટીની ભારે,
પણ છાંટા છટકા કરી, સીધાવ્યા ક્યારે;
જોઈ વાટ કરે ઉચ્યાટ, ખેતી કરનારા,
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૨
આષાડે આનંદ ભેર, સહુ નર મેરી,
જુએ વાટ મેઘની કરી, દૃષ્ટિ ચોફેરી;
થાય આજ કાલમાં, હવે મેઘની ધારા,
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૩
શ્રાવણમાં સહુ ઉચ્યાટ, કરે નર નારી,
વળી ચો દશ ખેતીકાર, જુએ નીરધારી;
વૃષ્ટી વીણ સૃષ્ટી દુ:ખી, જગત આધારા;
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૪
ભાદરવો ચાલ્યો ગયો, વૃષ્ટી વીણ ખાલી;
ઓ કરૂણાસાગર ઈશ, ગયા ક્યાં ચાલી;
ધેનુ બહુ મરતી જાય, મળે નહીં ચારા;
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૫
વદિ પક્ષ સુધી જોઈ વાટ, માસ ભાદરવો;
વૃષારૂતુ તો વહી ગઇ, વરષ છે કરવો;
કરવો નહીં પણ માહા કાળ, સૃષ્ટિ સૃજનારા;
ક્યાં ગયા મેઘ માહારાજ, પ્રાણના પ્યારા. ૬
નહીં ચરવા ચારો અરે, ગાય દુખ પામે;
તરફડીયાં ખાની મરે, ધણીની સામે;
શું જોર કરે નવ મળે, તૃણ કિરતારા;

કયાં ગયા મેઘ માહારાજ, પ્રાણુના પ્યારા. ૭
હતી આશ વૃષ્ટિની ખાસ, ચાર લઇ ચારી;
કરી નીર્ધનને ગઇ મરી, કરી દુઃખ ભારી;
બાકી છે પશુઓ તેહ, હવે મરનારા;
કયાં ગયા મેઘ માહારાજ, પ્રાણુના પ્યારા. ૮

## રાગ મલ્હારની દેશી.

નાથ નમેરા કયમ થયા, વ્હાલા જુઓને વીચારી;
જળ વિણ જગત જીવે નહીં, દયા દિલમાં ન ધારી. નાથ૦ ૧
વૃષારૂતુ તો વહી ગઇ, આવી સરદીની વેળા;
વારી વીયોગે વીકુલા, દાંડા જાશે દોહેલા. નાથ૦ ૨
સરોવર સર્વે સુકાઇ ગયાં, જળચર લાગ્યાં છે મરવા;
કુવે નીરજ ખુટીઆં, લોકો લાગ્યા છે ડરવા. નાથ૦ ૩
ચહુ દિશ ચમુકે વીજળી; વારી વરશે અપાર;
એવા દિન કયારે આવશે, જીવન જુગના આધાર. નાથ૦ ૪
મુકો હજી મેઘ મહીપતી, કાંઇક શાંતી થાશે;
જળ વિના જગદીશજી રે, પ્રલય જેવું જ થાશે. નાથ૦ ૫
શરદ રૂતુમાં માવઠું, થાશે તોય છે સારૂં;
પણ શું જાણીએ શું થશે, દૈવે દીલમાં શું ધાર્યું નાથ૦ ૬
જુઓ નિહાળી જગપતી, દુનીઆ દુઃખમાં અપાર;
માટે મુકો માવજી, મેઘ મહીધર સાર. નાથ૦ ૭

## રાગ જોગીઓ આશાવરી.

જફાવો સીતમંકુ એ રાહે.

અરે દૈવ કોપ કશો તેં કર્યો, હરખ દિલ દુનીઆતણોથી હર્યો:
વૃષ્ટિ વીણ સૃષ્ટિ બહુ છે દુખી, વિના નીર કેમ થશે તે સુખી.

ચતુર્માસ[1] વારી વિનાનું ગયું, દિલે દુઃખ દેશીજનોને થયું;
વૃથા દિન વૃષ્ટિતણા સૌ ગયા, દિલે દિનબંધુ ન આણી દયા.
ખાવા ઘેર જેહ જનોને નથી, મોંઘુ અન્ન જીવે કશી રીતથી;
નથી દામ એકે પ્રભુ તે કને, ઉગારો અતી દુઃખથી એમને.
ઉદ્યમ પણ જેને નહીં છે જરી, જશે જન અન્ન વિના તે મરી;
જશે પ્રાણ ભુખ તણા દુઃખથી, ત્રાહી ત્રાહી શબ્દ કરે મુખથી.
દયા રંક પ્રાણી પરે તો ધરી, કૃપાસિંધુ સાહ્ય થજો હે હરી.

## રાગ સિતાજીના મહીનાનો.

અતી કાળ મહા વીકરાળ, સંવત છપનાતણો;
તેમાં ધીરજ કેમ ધરાય, ઊરે ડર અતી ઘણો. ૧
અન્ન મોંઘુ થયું તે અપાર, ઉદ્યમ છે નહિ જરી;
તેથી ભુખે મરે બહુ લોક, જશે ઘણા જન મરી. ૨
હતો પંચાવન પણ કાળ, દેશ માંહે ફરવરો;
તેપર છપને કીધા હવાલ, વખત અતી આકરો, ૩
મળતો સોળ શેર અનાજ, અંગાળી તોલનો;
તેનો રૂપીએ છ શેર આજ, મોંઘો બહુ મુલનો. ૪
ભુખે મરવા લાગ્યા અનાથ, બહુ જન આજથી;
થશે આખર સુધી શા હાલ, ડરે તેહ દાઝથી. ૫
વળી વારી વિના બહુ ગામ, ઉજડ થઇને ગયાં;
એવા થાવા લાગ્યા હવાલ, દુખો ન જાએ કહ્યાં. ૬
ઘેર ખાવા નથી ટંક એક, વરષ પુરૂં કેમ થશે;
આશો દૈવે કીધો કોપ, જગત પ્રલય થશે. ૭
જેને ખાવા છે ઘેર અન્ન, તેને પણ દુખ ઘણું;
પડી ધાડ ચોરો લઇ જાય, સંકટ તેનું શું ભણું. ૮

---

1 ચોમાસું.

એવા સંકટ અપરંપાર, છપનની સાલમાં;
[illegible] હિન્દુસ્તાની લોક, અતી છે બેહાલમાં. ૯
એ [illegible] હવે સાહ્ય, આવીને આ સમે;
અમે શરણે તમારે શ્યામ, કરો જેમ મન ગમે. ૧૦
કરો રાંક ઉપર શી રીસ, જુઓ જગના પતી;
કીડી ઉપર કટક અપાર, ચડીને આવ્યો અતી. ૧૧
તેમાં વિશ્વંભર કરી વાર, બચાવો દુખ થકી;
નહીતો ટળવળી જાશે પ્રાણ, જીવન જાણો નકી. ૧૨
ધરી વીશ્વંભર નીજ નામ, ન પાળો કેમ તમે;
તારા નામને બટ્ટો નાથ, લાગે છે આ સમે. ૧૩
માટે મે'ર કરો માહારાજ, નમેરા કેમ થયા;
આવા વખતે આવો નાથ, આણી અમપર દયા. ૧૪

## રાગ પરજ.

શેઠ સગાળશા સાધુને સેવે વાણિયો પાળે વ્રત. એ રાહ.

સંવત ઓગણીસેં છપ્પનનો, કાળ માહા વીકરાળ;
ઊગરવાનું એમાંથી જો, સાહ્ય કરે જગપાળ;
જુઓ જગદીશ વીચારીરે, દુખી આજ દુનીઆ તારી. ૧
માળવા દેશે મેહેનત કાજે, જાય લોકોના થોક;
સિંધ દેશે જાય સામટાં ટોળાં, દુખીઆ દીસે લોક;
મળે નહીં મેહેનત જ્યારે રે; ત્રાહી ત્રાહી મુખ પોકારે. ૨
રસ્તે જાતાં રાનમાં દુખી, નહીં નવાણે નીર;
સિંધ દેશમાં થળને મારગ, નીર વીના અધીર;
ઊંડાં સાઠ મરસે પાણી રે, મૃત્યુની એહ નીશાની. ૩
વળી દીસે વરસાદ વિનાનાં, ઝાંખરાં જેવાં ઝાડ;
છાયા મળે નહીં બેસવા કાજે, લોક પાડે બહુ રાડ;

માહા દુખ માનવી પામે રે, કહો-કેમ વેદના વામે; ૪
ભાતુ ખુટ્યું ને દામ મળે નહીં, ઉદરમાં નહીં અન્ન;
રસ્તે જાતાં રાડચું પાડે, કહો જીવે કેમ જન;
દયાળુ શેઠ જો દેખે રે, દીએ અન ઇશને લેખે. ૫
વેચી ઘરેણા ભાતું કીધું, ખુટ્યું મારગમાંય;
ભોજન કરવા ભાણાં વેચ્યાં, તોય ન પોત્યા ત્યાંય;
મોંઘું અન્ન મારગે લેછે રે, દોષ દુરભાગ્યને દે છે. ૬
રસ્તે ચાલેછે દરરોજે, લાખે લેખાં લોક;
અનાજ મોંઘું થાય તે દેખી, મુખથી મુકે પોક;
મળે નહીં દામ તે દેવારે, કહો કેમ જીવશે એવા. ૭
ગામમાં જાય જાંચવા ત્યારે, લોક કરે પોકાર;
દુકાળીઆને આવતા દેખી, ધાઈ આડાં દે દ્વાર;
શ્રીમંત કોઇ સીધું આલેરે; લેઈ તે મારગે ચાલે. ૮
શ્રીમંતને પણ સુખ મળે નહીં; ધાક ધરે મનમાંય;
હરામખોરો લુંટીને જાશે, જાણું જો તેને થાય;
માટે છત છાની રાખેરે, રખે કોઈ એમને ભાખે. ૯
દુખના દા'ડા દેશને આવ્યા, રાંકને પીડે ભુખ;
શ્રીમંતને પણ સુખ મળે નહીં, લુંટી જવાનું દુઃખ;
ઉંઘે નહીં રાતના સુખેરે; ચોરોની બીક ને દુખે. ૧૦
સજા કરે સરકાર ચોરોને, ચોકી રાખી ચોપાસ;
પરોપકારે નાંખવા નાણું, આજ ઘણાની આશ;
દેશે શેઠ દામ દયાળુરે અતી છે એહ કૃપાળુ. ૧૧

## માળવે જનાર પુરૂષની સ્રીનો વિલાપ.

પ્રીયા શોક છોડો તમે. એ રાહ.

સુણ તું સહીયર માહરી, કહું એક વીતક વાત;
દા'ડા લાગેછે દોહેલા, અતી થાય ઉતપાત. સુણ તું૦ ૧

ગયા માળવે કંથજી, મુકી મુજને આ ઠાર;
ખબર નથી કાંઇ તેમની, રૂઠયા શ્રી કિરતાર. સુણ તું૦ ૨
ઊધમ પણ છે નહીં જરી, શું થાશે ભગવાન;
અન્ન ન મળે ઊદર ભરી, આવ્યું મોત નીદાન. સુણ તું૦ ૩
અન્ન મોંઘું અતી ઘણું. નથી દેવાને દામ;
મરે બાળક ભુખથી, હવે શું કરવું કામ. સુણ તું૦ ૪
સ્વામીની શી વલે હશે, અતી થાયં ઊચાટ;
ખબર ન આવી ક્ષેમની,[1] ગયા દિવસ સાઠ. સુણ તું૦ ૫
દુખના દિન ગણતાં ગયા, આજ સુધી બે માસ;
કલ્પ બે જે વાતે થયા, અંતે થઇશું નિરાશ. સુણ તું૦ ૬
દુ:ખ સ્વામી વીયોગનું, બીજું ઊદરમાં ભુખ;
અરેરે વિધાત્રીએ ક્યાં લખ્યું, આવું કરમમાં દુ:ખ. સુણ તું૦ ૭
સાહ્ય થજો ધનશામજી, હું છું અબળા રાંક;
કરણી સામું જોશો નહીં, ક્ષમા કરજો વાંક. સુણ તું. ૮
પરભવ પાપ મેં બહુ કર્યાં, આવી નડીઆં આજ;
ઇશ તમારો છે આશરો, શરણે આવ્યાની લાજ. સુણ તું૦ ૯
દુ:ખ ભુખનું દોહેલું, સહુ કષ્ટનું મુળ;
માટે એને મટાડવા, ઇશ થાઓ અનુકુળ. સુણ તું૦ ૧૦

## સિંધ જનાર પુરૂષની સ્ત્રીનો વિલાપ.

**રાગ. બનજારા. પ્રીય મીત્ર વિના હો ભાઇ. એ. રાહ.**

તું સાંભળ સહીયર મારી, અતી આ અવસર દુખકારી; ટેક૦
સિંધ દેશ ગયા મુજ સ્વામી, તેનો પત્તો હજુ નવ પામી;
મને ઊચાટ ઊરમાં ભારી, અતી આ અવસર દુખકારી. ૧
ત્યાં લોક ઘણા દુ:ખ પામે, ગયા મુજ પ્રીતમ તે ઠામે;

---

૧ કુશળતા.

ત્યાં ઊધમ નથી લગારી, અતી આ અવસર દુઃખકારી. ૨
છે સમાચાર અતી કાચા, સુણી લોકતણી એ વાચા;
ઊરમાં ભય મુજને ભારી, અતી આ અવસર દુઃખકારી. ૩
દુઃખ અનતણું અતી ઉંડું, તેમ આ તેથી પણ ભુંડું;
પતી વીખ દઇ કાં નવ મારી, આ અવસર દુઃખકારી. ૪
હું બાળક રડતાં દેખું, અતી અભાગ્ય મારૂં લેખુ;
હે કૃપાસિંધુ મોરારી, અતી આ અવસર દુઃખકારી. ૫
અરે માત જન્મ મેં લીધું, જણતાં કયમ ઝેર ન દીધું;
આ વખતે હું દુખીઆરી, અતી આ અવસર દુઃખકારી. ૬
જેમ દાઝયા ઉપર લુણ, તેને સહી શકે કહો કુણ;
તેથી પણ આ દુઃખ ભારી, અતી આ અવસર દુઃખકારી. ૭
પુર્યાં પંચાળીનાં[૧] ચીર, નવસેં નવાણું જદુવીર[૨];
એમ હુંપર કરૂણાધારી, અતી આ અવસર દુઃખકારી. ૮
છો કરૂણ સમાના સાથી, જુડ થકી મુકાવ્યો હાથી;
આ અરજી લ્યો ઉર ધારી, અતી આ અવસર દુઃખકારી. ૯

## પુણ્ય કરવાના ઉત્તમ યોગ વિષે.

ગાડી આવી ગુજરાત અગર કેરી ગાડીરે આવી એ રાહ.

પુન્યપરવણી સઘળા દીન, છપનના પરવણી સઘળા દીન;
જોશીને જઇ પુછતાં, ક્યારે દ્વાદશી હોય;
ક્યારે તે પુણ્યકાળ છે, જેહ સત ગુણ ફ્લ પ્રદ સોય. છપનના. ૧
ભલી પુન્યની પરવણી, અમાવાશીઆ એમ;
તેમાં સોમવંતી ભલી, હીરો કુંદન જડીયલ જેમ. છપનના. ૨
સંક્રાંતીના[૩] સમયપર, પ્રેમે કરતા પુન્ય;
આથી એ સહુ ઊતરે, માટે રખેરે રાખતા ન્યુન. છપનના. ૩
શ્રાધે વાંસ ઊછાળીને, ઘો વાયસ[૪] ને મીત્ર;

---

૧ દ્રુપદી. ૨ શ્રીકૃષ્ણ. ૩ ઊતરાણ. ૪ કાગડો.

માણુસને મુખડે જતાં, પહોચે પુર્વજને એ પવિત્ર; છપનના. ૪
બ્યતીપાતની વાટડી, જોતાં આપણુ ભ્રાત;
આ ઊતપાત એથી ઘણો, માહા પુન્યજોગ સાક્ષાત. છપનના. ૫
પુન્યવંતને પરખવા, આવ્યો કાળ અસૂર;
શાંતીમાં સહુ શુર છે, પણ રણમાં વીરલ જન શૂર. છપનના. ૬
ઊત્તમમાં ઊત્તમ અતી, માહા પુન્ય પરવણી સાલ[1];
આથી કો અદકું નથી, જોઇ જંત્રી[2] આપ્યો એહવાલ[3]. છપનના. ૭

## શ્રીમંતોને ભલામણ.

### લલિત છંદ.

કર જોડી કરૂં, શેઠ વિનતી,
ગરીબ જનને, કષ્ટ છે અતી;
દુખ દુકાળનું, દેશને દમે,
ઊર ધરો અરે, આપ આ સમે. ૧
જન બહુ દુખી, દેશીઓ હવે,
પિંડ પરજળે, કાળને દવે;
ટળવળે અતી, અન્ન કારણે,
ધનપતી તણે, ધાઇ બારણે. ૨
જન બહુ ગયાં, દેસ માળવે;
કંઇ ફરી વળ્યાં, સિંધથી હવે;
ઊદ્યમ ના મળ્યું, ને દુખી થયાં;
ખરચિ હીણતો, ત્યાં મરી ગયાં. ૩
સમય આજનો, જાણિ આકરો;
ધનપતી તમે, સાહ્યતા કરો;

---

૧ સંવત. ૨ પંચાંગ. ૩ હકીકત.

પરજણીતણું, પુછતા તમો;
તેહતણો હવે, આવિયો સમો. ૪
દાન અન્નતણું, આપવા ચહો;
સુખ સુરતણું, સ્વર્ગમાં લહો;
વિત વિચારથી, આજ વાવરો;
સમય પુન્યનો, જાણીને ખરો. ૫
દત[1] દયાતણું, આજનું હશે;
ફળ અતી ઘણું, સ્વર્ગમાં થશે;
અન તણી અતી, જાણી વીપતી;
ધર્મ ઊર ધરો, જોવિ સંપતી. ૬
વિપતમાં હવે, વીત વાવરો;
સદગતી થવાની, મતી કરો;
[2]દત તણું હશે, દ્રવ્ય સાથમાં;
અહીં રહી જશે, જેહ હાથમાં. ૭
ધરમનો સમો, જાણીને તમે,
ઉધમ આદરો, આપને ગમે;
સર[3] કુવા અને, વાવ આદરો;
મેહેનતો હવે, ચાલતી કરો. ૮
અન્ન તણી અતી, ખરીદી કરો;
દેશ દૂર થકી, લાવીને ભરો,
હામ મનતણી, ઇશ પુરશે,
સફળ કામના, આપની થશે. ૯
અમર કીર્તિ આ દેશમાં થશે,
વળિ [4]વિદેશમાં, નામ રહી જશે;

---

૧ દીધેલ. ૨ દીધેલુ. ૩ સરોવર. ૪ ઉપદેશ.

પરભવે પુરૂં, માન પામશો,
અઘ અતી ઘણા, આપ વામશો. ૧૦

## શાશા પાપથી વૃષ્ટી થતી નથી તેનું કારણ.

### ચીતાળી ચોપાઈ.

સુણો સ્નેહ ધરી નરનાર, કહું કળિયુગનો વીસ્તાર.
કળી કાળમાં લોકો દુષ્ટી, તેથી અલ્પ કરે મેઘ વૃષ્ટી. ૧
વર્ણ વેષતણો આચાર, પ્રજા ગાળતી નથી લગાર;
અનાચારી કરે અતી પાપ, સંતસાધુને દે છે સંતાપ. ૨
શોભા કારણે વાવરે વીત, પુન્ય કામે ધરે નહીં ચીત;
ઘાત વીશ્વાસને ગુરૂદ્રોહી; પરનારી સંગે રહે મોહી. ૩
પરનું ચોરી લીએ છે વીત, તેની બીક ન ધારે ચીત;
પરની થાપણ ઘરમાં ઘાલે, પાછી તેને નવ આલે. ૪
લેછે દીકરીઓના દામ, એવા આજ છે દુષ્ટ હરામ;
સાચા જનને દીએછે સંતાપ, જુઠા જનને ગુન્હો કરે માફ. ૫
લાંચ લઈને કરે અન્યાય, વૃષ્ટી અલ્પ સૃષ્ટીમાં થાય;
કરે જીવહીંસા ન વીચારે, તેનો દોષ ન દીલમાં ધારે. ૬
પરમારથમાં નહીં પ્રીત, સાધે સ્વારથની સહુ રીત;
એવા પાપીતણો શીર ભાર, ધરા ધ્રુજે છે વારંવાર;
એવો ઇશ જુએછે અન્યાય, વૃષ્ટિ સૃષ્ટીમાં તેથી ન થાય. ૭

## લોકોના અઘટિત આચરણોથી દુકાળ પડેછે તે વિષે.

### રાગ જંગલો. બીડા આપો મેવા પીંગલા (એ રાહ.)

જુલમ જગતમાં અતી ઘણો, અઘટિત થાય અન્યાયજી;
દૈત્ય સમ દયા હીણુ છે, લોકો કળિયુગ માંયજી. જુલમ. ૧
સાચા જનને જુઠા કરે, લેછે લોકની લાંચજી;
ઇજા કરેછે અનાથને, દઇને દેહને આંચજી. જુલમ. ૨

અઘટિત કામ અતિ કરે, લાજે નહીં લગારજી;
ધરા લાગીછે ધ્રુજવા, એવા પાપીને ભારજી. જુલમ. ૩
ભુમી ભાર ઝીલે નહીં, ડોલે છે દીગપાળજી;
અત્રટિત ઇશ ન શહી શકે, પડવા લાગ્યા દુકાળજી. જુલમ. ૪
સાચા જનને સુખ નહીં, દેખી દૈવ દુખાયજી;
વૃષ્ટિ અલ્પ વસુધાવિષે, તે કારણે થાયજી. જુલમ. ૫
કરમે કરષણ નીપજે, ધરમે વરશે મેહજી;
ધર્મ નહીં ધરણી વિષે, દુઃખનું કારણ એહજી. જુલમ. ૬
અણઘટતું આદર કરે, દીલમાં ન દુખાયજી;
જુગમાં એવા જનતણી, કાઢો જડ જગરાયજી. જુલમ. ૭
અન્યાઇનું આ સમે, મુળ કાઢો માહારાજજી;
બીજા શું પીડો બાપડા, શરણે આવ્યાની લાજજી. જુલમ. ૮
ન્યાય નીતીને સત્ય એ, મુખ્યધર્મનાં મુળજી;
તે રાખ્યાથી તમ પ્રતે, ઇશ છે અનુકુળજી; જુલમ. ૯
નીતીવાળા નર ઘણી, પાપી સંગે પીડાયજી,
ઊગરવાનો ઊપાયછે અંતે ધરમે જે થાયજી. જુલમ. ૧૦
લીલા સુકાના સાથમાં, અગ્નીમાંહે હોમાયજી;
તો તેપણ પળ એકમાં, બળી ભસ્મ થૈ જાયજી. જુલમ. ૧૧
ન્યાય કારણે નીમીઆ, કરવા સહુનું કલ્યાણજી;
દુષ્ટ અનીતી આચરે, ભરવા નરકની ખાણજી. જુલમ. ૧૨

## લાંચીઆને ઠપકો.

રાગ ક્ષત્રી કંસ કતો.

ફટ લાંચીયા તું લુણ હરામ, નફટ નીરલજ અતીરે;
કર્યું અનીતીનું અતી બુરૂં કામ, નફટ નીરલજ અતીરે. ૧
તને ઠરાવ્યો તો ન્યાયાધીશ, નફટ નીરલજ અતીરે;

કર્યો જુલમ ન જાણ્યા જગદીશ, નફ્ટ નીરલજ અતીરે. ૨
કર્યો ગરીબોપરે તેં કાળોકેર, નફ્ટ નીરલજ અતીરે;
તેથી ઊપજ્યું છે ઈશ ઊર ઝેર, નફ્ટ નીરલજ અતીરે. ૩
તોડી સાંડસે પડાવે તારી ખાલ, નફ્ટ નીરલજ અતીરે;
કર્યા નીર્દોષ જનોના બુરાહાલ, નફ્ટ નીરલજ અતીરે. ૪
લીધી લંપટ તેં લોકતણી લાંચ, નફ્ટ નીરલજ અતીરે;
તેના બદલામાં દેશે અતી આંચ, નફ્ટ નીરલજ અતીરે; ૫
ટાંઇ કાયદાનું તેં ન રાખ્યું ભાન, નફ્ટ નીરલજ અતીરે;
માટે થવાનો તું નીશ્ચે હેરાન, નફ્ટ નીરલજ અતીરે. ૬
ન્યાય કાંટાનો નીયમ કર્યો ભંગ, નફ્ટ નીરલજ અતીરે;
ગોરા રાજ્યને તેં લગાડ્યો કલંક, નફ્ટ નીરલજ અતીરે. ૭
ઈંગલીશની ન મન આણી ત્રાસ, નફ્ટ નીરલજ અતીરે;
તારા કુળતણું જજો સત્યાનાસ, નફ્ટ નીરલજ અતીરે. ૮
તને રૌરવ નરક અધીકાર, નફ્ટ નીરલજ અતીરે;
કુંભીપાકમાં નથી તને હાર, નફ્ટ નીરલજ અતીરે. ૯
સુચી મુખતણા દુખનો ન પાર, નફ્ટ નીરલજ અતીરે;
નાંખે અસી પત્ર વન મોઝાર, નફ્ટ નીરલજ અતીરે. ૧૦
વળી વૈતરણીનાં દુખ વેઠ, નફ્ટ નીરલજ અતીરે;
દ્રવ્ય હરામનું પડયું તારે પેટ, નફ્ટ નીરલજ અતીરે. ૧૧
ભારે મારી જનેતાને નવમાસ, નફ્ટ નીરલજ અતીરે;
નીતી હીણા તું જઇશ નર્કત્રાસ, નફ્ટ નીરલજ અતીરે. ૧૨
દેવો ઘટે જનેતાની કુખે ડામ, નફ્ટ નીરલજ અતીરે;
જેણે જણ્યો તને દુષ્ટ હરામ, નફ્ટ નીરલજ અતીરે. ૧૩
કાળામોંઢાના કર્યા તેં બુરાં કામ, નફ્ટ નીરલજ અતીરે;
ખોટી દાનતના ખુટલ હરામ, નફ્ટ નીરલજ અતીરે. ૧૪

તારા જેવાને પાપે પડેછે કાળ, નષ્ટ નીરલજ અતીરે;
બુરા કરમના મોહું તારૂં બાળ, નષ્ટ નીરલજ અતીરે. ૧૫
લાંચ આપી નીચોવાયાં 'કંઇ' જન, નષ્ટ નીરલજ અતીરે;
એવા કૈક મરે આજ વિના અન, નષ્ટ નીરલજ અતીરે; ૧૬
રૂડા રાજ્યની ગણી ન મનધાક, નષ્ટ નીરલજ અતીરે;
સાહી સરકાર કાપે તારૂ નાક, નષ્ટ નીરલજ અતીરે; ૧૭
વીજયા દેવીના વેરી તને ધીકાર, નષ્ટ નીરલજ અતીરે;
હજો કોટી કોટી તને ફીટકાર, નષ્ટ નીરલજ અતીરે. ૧૮
મતિ હીણા મરવાનું ભય રાખ, નષ્ટ નીરલજ અતીરે;
તન આખર બળીને થશે ખાખ, નષ્ટ નીરલજ અતીરે. ૧૯

## સરકાર તરફથી પ્રજાને મદદ મળવા વિષે.

રાગ ધનાશ્રી. ( વિનતી ધરજો ધ્યાને ) ત્રીતાળ ધીમો.

શાહ્ય કરો સરકાર, પ્રજાને પ્રીતે, શાહ્ય કરો સરકાર. ટેક.
દાન પુન્ય ને દયા કરવાનો, આ અવસર છે સાર. પ્રજાને. ૧
પુન્ય પરવણી જોગ આજનો, છે સહુથી શ્રીકાર. પ્રજાને. ૨
મ્યુનીસીપાલમાંથી નાણુંરે કાઢી, કરોને કામ તૈયાર. પ્રજાને. ૩
વિલાયતથી ચીત મંગાવી, દાન કરોને દાતાર. પ્રજાને. ૪
પુન્યને કામે અવસર આવો, નકી નહીં મળનાર. પ્રજાને. ૫
એમ જાણીને આપ દયાળુ, દયા ધરો દીલસાર. પ્રજાને ૬
શ્રીમંત સાહુકાર જનને બોલાવી, સલાહ ઘો સુખકાર. પ્રજાને. ૭
આ અવસર અતિ ઊતમ જાણી, પુન્ય કરે નરનાર. પ્રજાને. ૮
રાજ્ય તણું સુખ પામીને રૈયત, આશીશ દેશે અપાર. પ્રજાને. ૯
ઇશ્વર અનુકુળ આપને થાશે, કરૂણા કરે કીરતાર. પ્રજાને. ૧૦

## અનદેવની આરતી.

જય શીવ ઓંકારા પ્રભુ હરી શીવ ઓંકારા. એ રાહ.

જયજય અન દેવા, પ્રભુ જય જય અનદેવા;

વીષ્ણું વીરંચીશંકર, સર્વે કરે સેવા. જય દેવ. અન દેવ. ૧
સુરીનર મુનિજન ધ્યાવે, સુર્ય કરે સેવા; પ્રભુ સુર્ય કરે સેવા.
ઈંદ્ર ચંદ્ર ઊપાસે, સનકાદિક જેવા. જય દેવ. અન દેવ. ૨
અનપુરણા શીવરાખે, અખેપાત્ર ભાનુ; પ્રભુ અખેપાત્ર ભાનું;
કલ્પવૃક્ષ સુર સેવે, ખાવાને ખાણું, જય દેવ. અન દેવ. ૩
ઊદરમાં અન આવ્યે, સહુ કારજ સુઝે; પ્રભુ સહુ કારજ સુઝે;
અન્ન કાજ તન ત્યાગે, સુરા થૈ ઝુઝે. જય દેવ, અન દેવ. ૪
દુનીઆમાં સહુ દેવ, તેના છો દેવા, પ્રભુ તેના છો દેવા;
જીવન છો સહુ જગના, માની લ્યો સેવા. જય દેવ, અન દેવ. ૫
અન કારણ અતી દીન, રંક થઇ રડતા; બહુ રંક થઇ રડતા;
આતુર થઇ અકળાતા, જોયા રડ વડતા. જય દેવ. અન દેવ. ૬
બળીઆ માંહી બળિષ્ટ, બલીહારી તારી, નીત બલીહારી તારી.
શરણાંગત સંકટથી, લેજો ઊગારી. જય દેવ, અન દેવ. ૭

સમાપ્ત.

# આગળથી ગ્રાહક થનાર સજ્જનોનાં નામ.

---

### ગામ નગરપારકર.

૫૦ મહેતાજી ત્રીભોવનદાસ આત્મારામ હેડમાસ્તર સ્કૂલ નગર.
૨૫ વોરા સરૂપચંદ જુઠા.
૫ જોશી ભાંણજી અરજણ.
૫ જોશી મયારામ લાલજી.
૨૫ રૂપચંદ પોકરદાસ ખજાનચી.
૫ ઠકર રામજી મોતીચંદ.
૫ ઠકર જેઠા લધા.
૫ ઠકર હરચંદ લખુ.
૫ ઠકર વલ્લમજી કુંઅરજી.
૫ કુબડીઆ ન્યાહાલ વખતા.
૫ ઠકર સુંદરજી અવચળ.
૨ દુલ્હડીનુમલ લેખુમલ ફર્સ્ટ આસીસ્ટંટ માસ્તર.
૨ કાંટીઆ કરસન કુંઅરજી.
૨ મહેતા દેવશી ભવાન.
૨ કુબડીઆ સરૂપચંદ ચાંપશી.
૨ ઠકર રણછોડ પારમલ.
૨ ઠકર વીરજી ભીમજી.
૨ મહેતા રૂપશી ધનજી.
૨ કુબડીઆ મુળજી ભવાન.
૨ શ્રીમાળી સામજી જેસા.
૨ મેતા મુલચંદ કલ્યાણ.
૨ ઠકર ખીમજી દુદા.
૨ મેમણ તૈયબ જેઠુ.
૨ મેમણ જમાલ જીવા
૨ ઠકર ખેતશી મવજી.
૨ ખત્રી મેઘજી રામજી.
૧ બ્રાહ્મણ હેમરાજ શામજી.
૧ ઠકર ગણેશ લખુ.
૧ ઠકર આંણદા ગોકળ.
૧ ઠકર જાદવજી દેવજી.

### મોઢરા.

૫ ઠકર સરૂપચંદ દામોદર.

---

**અલ્પ મુલ્યે (૪૮) પૃષ્ઠનો ઉત્તમ ગ્રંથ**

# જ્ઞાન ચિંતામણી.

## અમુલ્ય ગ્રંથ.

આ લઘુ ગ્રંથ જીવ ઇશ્વરના વિવેચન બાબત જુદા જુદા છંદ તથા તરેહ તરેહના રાગથી રસીક તથા સર્વોપયોગી છે. વિશેષ પ્રશંસા શું લખીએ, એકવાર મંગાવી વાંચવાથી ખાત્રી થશે. પેહેલી આવૃત્તિ ખપી જવા આવી છે. થોડી નકલો બાકીછે. કીમત દોઢ આનો, પોસ્ટેજ જુદું. જેમને જોઇએ તેમણે નીચે સહી કરનાર પાસેથી મંગાવી લેવી. જથાબંધ મંગાવનારને સારૂં કમીશન આપવામાં આવશે. કાગળ પોસ્ટપેડ લખવો. નાટપેડ કાગળ લેવામાં આવશે નહીં. વે. પે. બુકપોસ્ટથી મોકલવામાં આવશે.

**ઠકર ઝવેર શવજી.**

થરપારકર જીલ્લે ગામ નગરપારકર.